श्रीमोढेश्वरी विजयतेतमाम्

# સ્વપ્ન દર્શન.



લેખક અને પ્રકાશક

માનશંકર બહેચરલાલ ત્રિવેદી

પડધરીવાળા.



तत्सत्परमात्मने नमः ॥

# સ્વપ્ન દર્શન.



## જ્ઞાતિની સાંપ્રત સ્થિતિનું
### એક કરૂણાજનક દૃશ્ય
### અને તેમાંથી ઉદ્ધરવાના ઉપાય.



**तीर्थेभ्यो ह्यधिका गंगा गंगाया अधिका गया ।**
**गयाया अधिका ज्ञाति ज्ञातिगङ्गे नमोस्तु ते ॥**

સર્વ તીર્થોમાં ગંગા અધિક છે, ગયા ગંગાથી અધિક છે,
ને જ્ઞાતિ તો ગયાથી પણ અધિક છે. એવી જે જ્ઞાતિ
રૂપી ગંગા તેને મારા પ્રણામ છે.

---

સંવત ૧૯૭૮ ] [ સને ૧૯૨૨.

પ્રથમાવૃત્તિ

પ્રત—૨૦૦૦

(કીંમત આના ત્રણ.)

લેખક અને પ્રકાશક.

**માનશંકર બહેચરલાલ ત્રિવેદી.**

પઠખરીવાલા.

---

૬૦—સેંડહર્સ્ટ રોડ કુંભારવાડા બીજી ગલી

દવે દયાશંકર દેવશંકરના માળામાં

ત્રીજે [illegible]







મુદ્રક

**પ્રભાશંકર જયશંકર પાઠક.**

પુરંદરે પાઠક પ્રીંટીંગ પ્રેસ,

૩ ઠાકુરદ્વાર–મુંબઈ ૪.



# અર્પણ પત્રિકા.



પૂજ્યપાદ સ્વ૦ માતુશ્રી દયાકુંવરબાઈ તથા
સ્વ૦ પિતાશ્રી બહુચરલાલ જગન્નાથ ત્રવાડીનાં
પવિત્ર ચરણકમળમાં.



જેના કરોડો અપરાધો કર્યા છે, જેના કરોડો
ઉપકારો થયા છે, જેના ઉદારચિત્ત સ્વભાવનાં
સંસ્મરણોએ અનેક સન્માર્ગો દર્શાવ્યા છે,
એવાં પરમ પૂજ્ય પ્રાતઃ-સ્મરણીય
મારાં સ્વર્ગવાસી માતા પિતાના
ચરણે આ મારી સ્વલ્પ ભેટ
હૃદય શાંતત્વનાર્થે
અર્પણ કરી
કૃતાર્થ
થાઉં
છું.

મુંબઈ
જ્યેષ્ઠ શુક્લ ચતુર્થી
૧૯૭૮



ચરણરજ
પુત્ર
માનશંકર.

# લેખકના બે બોલ.

પાંચ વર્ષ પહેલાં મ્હારી જ્ઞાતિના એક કુટુંબની કરૂણાજનક કહાણી મ્હારે કાને આવી, અને તે ઉપરથી જ્ઞાતિના અતિશય દુષ્ટ રિવાજો ઉપર મ્હને ત્રાસ છુટયો, જેથી "મોઢ માર્તણ્ડ" માસિકમા આ લેખ કટકે કટકે પ્રગટ કર્યો.

પછી મ્હને એમ લાગ્યું કે આ લેખ ન્હાનાં પુસ્તકના આકારમાં પ્રકટ કરી જ્ઞાતિ બંધુઓમાં વહેંચવામાં આવે તો ઠીક.અને તેજ વિચારથી આ મ્હારો પ્રથમ પ્રયાસ મ્હારા જ્ઞાતિ બંધુઓની સેવામાં અર્પણ કરવા હું ભાગ્યશાળી થયો છું.

આ પુસ્તકમાં કેટલીક કડવી ટીકાઓ કરવી પડી છે જેથી હું દીલગીર છું; પરંતુ ઓસડ કંઇ સ્વાદીષ્ટ હોતું નથી. છતાં સુજ્ઞ વાંચક વર્ગ મ્હને મ્હારી કોઇ પણ ખામીને માટે ક્ષમા કરશે એવી અરજ કરૂં છું.

હે પ્રભુ ! મ્હારી જ્ઞાતિમાં દરેકે દરેક કુટુંબમાં આદર્શ પવિત્ર અને સંસ્કારી સ્રી પુરૂષો ઉત્પન્ન કરો.જેથી મ્હારા જેવા પામરને આવા કચરામાં ફેંકી દેવા જેવા લેખો લખવાને બદલે રસથી ભરેલાં પ્રેમ અને પવિત્ર વાણીથી છલકાતાં કોઇ ઉન્નત સંસ્કારી ચિત્રો આલેખવાનું ભાગ્ય પ્રાપ્ત થાય !

મોઢ બ્રાહ્મણ જ્ઞાતિનાં જે કોઇ ભાઇ કે બ્હેન માત્ર પોસ્ટેજ ચાર્જ અર્ધો આનો મોકલી આ લઘુ પુસ્તક નીચે જણાવેલે ઠેકાણેથી મંગાવશે તેમને સીલકમાં હશે ત્યાં સુધી મફત મોકલાશે.

છેવટે મ્હારા જ્ઞાતિબંધુઓ આ પુસ્તક વાંચી સાર ગ્રહણ કરશે એવું ઇચ્છું છું.

ઠે૦—સેન્ડહર્સ્ટ રોડ,
કુંભારવાડાની બીજી ગલી,
રા. દયાશંકર દેવશંકરનો
માળો; ત્રીજે દાદરે, મુંબઇ-૪.

લી.
જ્ઞાતિનો રંકમાં રંક સેવક,
માનશંકર બેચરલાલ ત્રિવેદી
પડધરીવાળા.

# ભૂમિકા.

—*—

આજથી પાંચેક વર્ષ અગાઉ આ લઘુ લેખના લેખક મારા સન્મિત્ર ભાઇ માનશંકર પાસેથી જ્યારે પ્રથમ વખત આ લેખ મારા વાંચવામાં આવ્યો હતો ત્યારેજ મને તેની ઉપયોગિતા જણાઇ હતી. બાદ સાનુકુળ સંયોગો આવી મળતાં મોઢમાર્તણ્ડ માસિકનું આધિપત્ય મ્હેં સ્વીકાર્યા પછી આ આખો લેખ ક્રમશઃ મારા માસિકમાં પ્રકટ કરાયો હતો, જે પછી ત્રણેક વર્ષે આજે પાછો મારાજ પ્રેસમાં એ લેખ છપાઇ સ્વતંત્ર પુસ્તકના રૂપમાં પ્રકટ થતો જોઇ મને વિશેષ આનંદ થાય છે.

સાંપ્રત જ્ઞાતિની સ્થિતિના આ રૂપકમાં જ્ઞાતિની દુર્દશાનાં વિવિધ અંગોનું હૃદયસ્પર્શી ચિત્ર આલેખી તેમાંથી મુક્ત થવાના સરળ માર્ગો લેખકે દર્શાવ્યા છે. સુશ્લિષ્ટ સરળ અને સચોટ ભાષામાં સ્વપ્ન રૂપે વાર્તામાં વર્ણવેલું લેખનું વસ્તુ સાધારણ તેમજ સુશિક્ષિત ભાઇ બ્હેનો હોંશેહોંશે વાંચે એવી રીતે ગોઠવાયું છે.

આવો જ્ઞાતિ ઉપયોગી લેખ પોતાનાં સ્વર્ગવાસી જનકજનનીની પાછળ પુણ્યાર્થે જ્ઞાતિજનોને વિના મૂલ્ય આપવાનો લેખકનો પ્રયાસ બેશક સ્તુતિપાત્ર છે. પુણ્યના અનેક માર્ગ છે. જેમાં હાલના જમાનાને અનુસરી સ્વજનોને જ્ઞાનદાનની લ્હાણી કરવાનો આવો ઉત્તમ માર્ગ સમાજ સાથે સાહિત્ય સેવાનું એક અનુકરણીય દ્રષ્ટાંત કહી શકાય.

ભાઇ માનશંકર મારા સ્વજ્ઞાતિ હોઇ મગજમારીની વ્યાપારી લાઇનમાં જોડાએલા હોવા છતાં આપ્રમાણે રસપૂર્વક જ્ઞાતિસેવા કરતા રહે છે, એ પરથી એવી શુભેચ્છા રાખી શકાય કે પ્રભુ તેમને હાથે હવે પછી આથી પણ વિશેષ જ્ઞાતિ સેવા કરાવે. ઇતિ ઓમ્.

મુંબઇ, } પ્રભાશંકર જયશંકર પાઠક.
તા. ૧ ૯-૩૩ }

# અનુક્રમણિકા.







# સ્વપ્ન દર્શન.

## જ્ઞાતિ–સ્તુતિ.

——:૦:——

( હરિગીત. )

ગંગા અમારી જ્ઞાતિ દેવી.
પાવની સુખદા સદા!
નર–રત્ન જનની! ઐક્યકરણી!
સૌમ્ય મૂર્તિ શારદા:
બ્રહ્મચર્યે ભાવના તુજ.
સંતતિની હો સદા!
આદર્શ ગૃહસ્થાશ્રમ બનો,
સન્નારીથી શોભાવતા!—૧

સ્નેહની સરિતા વહો!
વિલસો હૃદય ઉલ્લાસમાં!
ભરત–ભ્રાતૃ–ભાવના અમ.
અંતરોમાં હો શ્રદ્ધા!
"પરશ્રેય" એ આદર્શ હો!
નિજ કર્મમાં નિષ્કામતા!
યુવાન શ્રવણ સમા બનો!
વનિતા સતી હો સર્વદા!—૨

ઉત્સાહ પૂરો ઉર વિષે,
  કર્તવ્યનાં મેદાનમાં !
જગ સર્વને આંદોલતાં તુજ,
  બાળકો રહો મ્હાલતાં–!
મલીન ભાવો મલીન કાર્યો,
  ઉજવળો હા ! જ્ઞાનમાં !
"આત્મવત્ સહુ" ભાવ હો,
  સ્વર્ગીય અમ આનંદમાં !—૩

---

## અશાન્ત શાન્તિ.



મ્હને વિચારનિદ્રાની બહુ ટેવ છે. એક દહાડો હું મ્હારા નિત્યના દ્રવ્યોપાર્જન કર્મથી વિમુકત થઇ ઘેર જવા નિકળ્યો ત્યારે મને એકાએક વિચાર-નિદ્રાનાં ઝોકાં આવવા માંડ્યાં ! મહાશયો ! વિચારનિદ્રામાં ગોથાં ખાવાં એ પણ એક મહા ભાગ્ય છે હો ! કારણ કે સેવક જ્યારે તેમાં આનંદ લેતો હોય ત્યારે જો નશીબયોગે તેને કોઇ મિત્ર બોલાવે તો પછી સાંભળનારજ કોણ ? વારૂ, હવે હું અત્યારે પણ વિચાર નિદ્રામાં પડી જાઉં છું! અને અગાઉની મારી વિચાર-નિદ્રા-વિતક વાર્તાનો રસિક ભાગ વર્ણવું છું.

નિદ્રા મારી હતી અજીર્ણની. કારણ કે મેં વિચાર રૂપી પુષ્કળ ખોરાક ખાધો હતો તે પચ્યો નહોતો. જેથી સેવકને એક ભયંકર સ્વપ્નું આવ્યું.

સ્વર્ગીય, ઓજસમય, દીવ્યદૃષ્ટિ અને ગંભીર મુદ્રા સહિત કોઈ પૂજ્ય શ્વેત વસ્ત્ર પરિધાન કરેલી વૃદ્ધ દેવી મ્હારી સમક્ષ મંદવાડને બીછાને પડેલી દેખાઇ. મૂખાકૃતિ જોતાં મને તેને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરવાનું મન થઇ આવ્યું. હું તેની પથારી સમીપ ગયો, તે પથારીવશ માતુશ્રીના રોગથી ક્ષીણ થઇ ગયેલા પાદારવિંદ ચૂમ્યા. અને નમ્રતાથી બે હાથ જોડી પૂછ્યું.

"હે દેવી! મ્હારાં અહોભાગ્ય છે કે આપના જેવાં દેવાંશી, પૌઢ પ્રતાપી, અને પૂજ્યનાં મને દર્શન થયાં. આજે હું મને પાવન થયો ગણું છું કે આ ઝેરવેરથી ભરેલા અસાર સંસારમાં આપનાં દર્શન રૂપી અમૃતથી આજે મ્હારાં અંતઃકરણને તૃપ્તિ થઇ છે. હે દેવી! હે પાવની! હું આપને પુનઃ પુનઃ વંદુ છું નમું છું. કૃપયા મને જણાવશો કે આ વ્યાધિથી બેભાન અને દરિદ્રાવસ્થામાં આપ અહિં પશ્ચાત્તાપ કરતાં કેમ પડયાં છો?"

તે અસ્વસ્થ, અશાંત અને પથારી વશ છતાં આંખમાંથી અગ્નિ વર્ષાવતાં–ક્રોધની પ્રચંડ જ્વાળા વર્ષાવતાં જાણે કે સમસ્ત જગતનો પ્રલય કરવાને પોતાની સર્વ શક્તિનો ઉપયોગ કરી નાંખવાને તૈયાર થયાં હોય તેમ ધનુષટંકારની પેઠે ઝણઝણી ઉઠતા તીવ્ર નિનાદથી ગર્જના કરી બોલી ઉઠયાં:—

"જા; કુલદ્રોહી જ્ઞાતિદ્રોહી!! જા. પોતાની જનનીને ભૂલી જનાર નહિં ઓળખનાર સ્વઉદર પોષણ નિમિત્તે સ્વકર્તવ્ય ભૂલી જનાર જા. તું મ્હને જાણતો નથી, પણ

હું તને એળખું છું. જાઓ તમે મ્હારાં નામને કલંકિત કરનારા છો. ઉપરથી બાહ્યડોળ રાખી અંતઃકરણમાં મલીન અને શ્યામ છો. જા, યુવાન્! જા. તારાથી કંઇ પણ થઇ શકવાનું નથી. કીટ અને પતંગની પેઠે તારૂં ઉદર ભર અને અનિત્ય વૈભવની નીચ ગર્દમાં પડ."

આ વખતે તે શ્વેત પૂણી જેવાં માતુશ્રીની પૌઢ મુદ્રા ઉપર લાલ રંગ છવાઇ ગયો. ક્રોધથી રક્ત થએલાં નેત્રોમાંથી અગ્નિની ચીણુગારીઓ ઝરતી હોય એવો ભાસ થવા લાગ્યો, જાણે કે સાક્ષાત્ કાળમૂર્તિ ઉગ્ર ચંડી-કાનું સ્વરૂપ ધારણ કરી ક્રોધથી શ્રાપ દેવાને ન આવી હોય ?

હું આ ક્રોધ ભરેલી વાણીથી ભયભીત થઈ ગયો. પરંતુ તદ્દન ભાન ભૂલી ગયો નહોતો. જેથી મેં હીંમત લાવી ફરીથી પ્રણામ કરી બે હસ્ત જોડી તે ક્રોધ વિકંપિત દેવીને અતિ નમ્રતાથી પૂછ્યું:—

"માતુશ્રી! આ દીન સેવકે આપનો શો અપરાધ કર્યો છે કે આમ એકાએક આટલાં બધાં નીચ વિશેષણો આપો છો ? આપ આટલાં બધા ક્રોધથી કેમ દુઃખ પામો છો ? શું આપ આ મંદવાડની વેદના સહન કરી શકતાં નથી ? શું વ્હાલાંઓ વૈરી થઇ આપને આ સ્થિતિમાં છોડી ચાલ્યાં ગયાં છે ? શું સંતાનો કુસંતાનો થયાં છોં ? કે કોઇએ દેશપાર કર્યાં છે ? આપ શાથી આટલું દુઃખ પામો છો ?"

---

# દીવ્યચક્ષુ.

—— o ——

"હું કોણ છું ? અને શાથી દુઃખી છું ?" તે પથારી વશ પૂજ્ય દેવીએ ફરીથી ઉશ્કેરાઇને કહ્યું. યુવાન્ ! તું અજ્ઞાન છે. તું મોજ મજાહમાં ફસ્યો છે. તું ફરજ ભૂલ્યો છે ! જો ? તું તારી આસપાસ નજર કર તું શું જુએ છે ?"

'દેવી ! શ્વેત વસ્ત્રો સહિત મંદવાડને બિછાને વધારે અને વધારે રોગી થતાં આપ, અને તેની સમક્ષ દીન વદને ઉભય હસ્ત જોડીને ઉભેલો હું તે સિવાય હું કંઈ જોઇ શકતો નથી." મેં આસપાસ જોઈ ઉત્તર આપ્યો. "દેવી ! આપ મને શું બતાવવા માંગો છો ?"

"હા યુવાન્, મારી આશાઓનાં બીજ, ! પુત્ર ! હું સ્વપ્નાવસ્થામાં નથી કે ક્રોધથી ભાન ભૂલી ગઇ નથી. પણ દુઃખી છું; તું મને ઓળખી શકતો નથી તેથી હું મને ઓળખાવવા માગું છું, પણ આ તારાં મોહથી અંધ થએલાં ચક્ષુઓથી જોવાને તું સમર્થ નથી. અફસોસ ! તમારાં ઉછળતાં લોહી છતાં તમારામાં ઉત્સાહી વીર્ય નથી ! પુત્ર તું પાત્ર છો. મને તું નમ્ર અને ઉત્સાહી દેખાય છે. અને તેથી હું તારા પર પ્રસન્ન થઈ છું !" તે કુપિત દેવીએ મને દીવ્ય ચક્ષુઓ આપતાં કહ્યું "લે, પુત્ર તું હવે શું જુએછે તે કહે."

"અહોહો ! કોણ જનની? પતિતપાવની ગંગાસ્વરૂપિણી આપ મારી જ્ઞાતિમાતા ! હાય ! દેવી ! શું આપ આ સ્થિતિમાં ? શું આપને આ દુઃખ ? હાય ! મારૂં આટલું જીવન આપની આ દુઃખી અવસ્થામાં કંઇ પણ ઉપયોગી ન થયું ? શું પ્રમાદમાં જ ગયું ?" મારી આંખોમાંથી

અશ્રુધાર વહેતી ચાલી. "દેવી ! હે માતા ! કહો ! કહો ! ઓ મારી પ્રિય જ્ઞાતિદેવી ! અમ્બે ! કહો કે હું મ્હારાં પાપોનું પ્રાયશ્ચિત શી રીતે કરૂં ? દેવી ! હું આપનાં ચરણોમાં સહસ્રશઃ વંદન કરૂં છું । મને ક્ષમા કરો !"

દુષ્ટ રીવાજો રૂપી અનેક ઝેરી જંતુઓ પોતાની વિષ ભરેલી જીંહ્વાથી આ મારી એક વખત હૃષ્ટપુષ્ટ જ્ઞાતિદેવીનું લોહી ચૂસી રહ્યા હતા.હાય ! શરીરમાં લોહી પણ ખૂટી ગયું હતું! હવે હાડ અને માંસને પણ ધીમે ધીમે સ્વાહા કરતા જતા હતા. માત્ર ચામડીથી મઢેલું હાડપીંજર જ દેખાતું હતું !

હું ભયભીત થઇ ગયો. આ દેખાવથી તદ્દન ભાન ભૂલી ગયો. બે ઘડી હું કયાં છુ તેનું પણ મને ભાન રહ્યું નહિં. જ્યાં મારી આંખો ઉઘાડી જોઉં છું તો ન મળે તે દેવી,કે ન મળે તે ફુંફાડા મારતા ઝેરી નાગો!જાણે કે હું એક ગુફાના દ્વાર આગળ ઉભેલો દેખાયો. એક સરીઆમ રસ્તા ઉપર મોટરકારો દોડી જાય છે ઉપરથી હવાઇ વિમાનો આકાશમાં ચાલી રહ્યાં છે. જરા નજીકમાં ન્હાનાં ન્હાનાં બાળકો સવારનો પહોર હોવાથી બગીચામાં ફુલ વીણતાં અને રમતાં દેખાય છે. અને અંદર અંદર જ્ઞાતિની, સંસાર સુધારાની, રૂઢી બંધનની, દારીદ્યતાની, અને રાજદ્વારી વિષયોની ચર્ચા કરી રહ્યાં છે

અહાહા ! શો જમાનો છે? ખરેખર વીસમી સદી તારી બલીહારી છે ! આટલાં નાનાં બચ્ચાંઓને પણ કેટલો ઉત્સાહ, કેટલાં સુઘડ, અને કેવાં ગુણી છે! ખરેખર તેમનાં માતપિતાને ધન્ય છે, હું ઉભો ઉભો આ છોકરાંઓને જોઇને વિચાર કરૂં છું " અહાહા ! કયાં એમનો વિદ્વતાયુક્ત વાર્તાલાપ-અને કયાં મારી જ્ઞાતિનાં અજ્ઞાન અને

અસભ્ય છોકરાં ? અહા ! શા નાનપણથી જ ઘરના કુસંસ્કારો !

ઉપર પ્રમાણે વિચાર કરતો આસપાસ નજર કરૂં છું એટલામાં મારી આંખો બંધ થઈ ગઈ. અને ફરીથી હું મારા હૃદય-ચક્ષુથી જોવા લાગ્યો. હાથમાં દંડ લઈ મારે ખભે હાથ મૂકી પૂર્વનું સ્વરૂપ અદૃશ્ય કરી પીતવસ્ત્રો તથા મૂકુટ ધારણ કરી યુવાવસ્થાથી સર્વાંગ સુંદર જેનાં દેખાય છે એવાં જ્ઞાતિદેવી સામેથી આવ્યાં અને મારો હાથ પકડીં એ ભોંયરાની અંદર લઇ ગયાં.દંડ લાંબો કરી મને કહ્યુંકે જો હું નિહાળીને જોવા લાગ્યો અને બોલી ઉઠયો. અહા! કયાં આ બહારની વીસમી સદીનો જમાનો ને કયાં આ પૂર્વની પુરાણી ગુફા ! જયાં ત્યાં જંગલી જાનવરોનો અવાજ અને દૂર્ગંધ જણાતાં હતાં.

---

## બાળલગ્નની બળતરા.

---

જરા આગળ જતાં મારી નજરે જુનાં પુરાણાં મકાનો પડયાં. તેમાંના એકમાં મને લઈ જવામાં આવ્યો; જતાં જ મેં અંદરથી અનેક પ્રકારની ચીસો સાંભળી; એટલામાં તો એક સ્ત્રી સામે આવી મારા પગમાં પડી જઇ જોરથી વિલાપ કરવા લાગી કેઃ—

"ઓ ! મારા પ્રભુ ! ઓ ! મારા દેવ ! મને કોઇ બચાવો ! ઉગારો ! હાય ! હે પ્રભુ ! આ જીંદગીનો અંત તું કયારે આંણશે ?"

"અરે બાઈ ! તું કોણુ છે? અને મને શું કહે છે? મેં તેનો હાથ પકડી ઉઠાડતાં કહ્યું "બ્હેન ! તું આમ દુઃખી કેમ દેખાય છે? અને કયાંથી આવી ?"

તે ભલી બાઇએ મને નીચે મુજબ જવાબ આપ્યો.

"મારી જ્ઞાતિના પુત્ર ! સાંભળ, હું બ્રાહ્મણ જ્ઞાતિમાં જન્મી છતાં શૂદ્રથી પણ હલકી ગણાઉં છું. મારો આત્મા સંસ્કારી હોવા છતાં હું મહા દુઃખી તથા અભાગીની થઇ છું, બાલ્યાવસ્થામાં લગ્ન થતાં મારૂં સર્વસ્વ મેં ખોઈ દીધું, જગત્ કહે છે કે "જીવનમાં રસ છે" આહા ! પ્રભુ ! મને તો તે સ્વપ્ન સરખું લાગે છે ! પ્રેમને સમજણ શક્તિથી હું મારી મેળે જાણી શકું તે પહેલાં તો મારાં માવિત્રોએ મને લગ્નની ભયંકર બેડીઓ પહેરાવી દીધી. વિવાહ-લગ્ન એ શું છે તે ખરેખર! હું બીલકુલ સમજતી નહોતી. ક્રૂર કાળે મારા પતિનેએ હરી લઈ મારૂં સર્વસ્વ હરી લીધું. જીંદગી અકારી બનાવી દીધી. અહા ! હવે અગાઉનાં મારાં માનપાન જે હતાં તે જતાં રહ્યાં. મારી બાળ ઉમરમાં હું સારાસાર સમજતી નહોતી. મારાં સર્વ આભૂષણો ઉતારી લેવામાં આવ્યાં, મને અંધારી ઓરડીમાં જ રાખવામાં આવી. હાય ! બધાં મને કહેવા લાગ્યાં કે "આ અભાગણી કયાંથી અમારા ઘરમાં આવી? એના પગલાંથી અમારો પુત્ર મરણ પામ્યો દુર્દશા થઈ વિગેરે વાકયોથી શ્વસુર પક્ષનાં માણુસો મને હડધૂત કરવા લાગ્યાં. મને વ્હેલું ઉઠી સખત કામ કરવું પડતું. અને રાત્રે મજૂરની પેઠે કામ કરવાં છતાં પણ પેટ પુરતું સંતોષપૂર્વક ખાવા મળતું નહિં. જુઓ આ મારા માથા ઉપર ટાલ પડી ગઈ છે તે શાની છે? જંગલમાંથી ઘાસ તથા છાણુ-માટીના ટોપલાઓ લાવી લાવીને ! જુઓ આ મારા હાથમાં મોટા

ચીરા તથા ડાઘ પડેલા છે તે શાના છે ? એ ઘરનાં વાસણ માંજીને તથા દળણું વિગેરે વૈતરૂં કરીને. ભાઇ ! બળ્યું; એ મહેનત મજૂરીથી જ જો મને પેટ પુરતું પણ ખાવાનું મળતું હોય તો પણ ઘણું જ સારૂં. મારા તરફ એક દુશ્મનના જેવું વર્ત્તન રાખવામાં આવે છે. એક કુતરાંથી પણ મને હલકી ગણવામાં આવે છે. વિના વાંકે હજારો ગાળો આપી મારા પર નહિં સંભળાય તેવાં કલંકો આપી જગત્‌માં મને ફીટકાર અપાવે છે. મારી આંતરડી ધ્રુજાવે છે. હાય ! આપઘાત કરૂં તો આત્મદ્રોહી થઉં ! નાશી જાઉં તો માબાપને કલંક લાગે ! હું કોને દોષ દઉં ? ઓ પિતા ! મારી માતા ! તમોએ બાળપણમાં મને પરણાવી મારી આ સ્થિતિ કરી છે ! પણ એમ કરતાં મને ઝેરથી જ પુરી કરી હોત તો વધારે સારૂં હતું.

---

## અબળાનો આર્ત્તનાદ.

અરે મારી જ્ઞાતિના બંધુઓ ! હિતચિંતકો ! જ્ઞાતિના યુવાનો ! તમે શું કરી રહ્યા છો ? શું મારાં એવાં જ ભાગ્ય હતાં કે તમારા જેવા નિરૂત્સાહી મનુષ્યોની જ્ઞાતિમાં હું જન્મી ? જ્ઞાતિના આગેવાનો ! તમારી જ્ઞાતિનું ભલું ક્યાંથી થાય ? મારા જેવી અનેક અબળાઓની જીંદગી આવી રીતે દુઃખમાં જાય છે તેનાં સામુંએ તમે જોતા નથી? ધિક્કાર છે તમારા મનુષ્ય અવતારને !

ઓ ! જ્ઞાતિના ક્રુર રિવાજોને જાળવી રાખનારા ! તમારૂં સત્યાનાશ જજો ! મારા જેવી અનેક બાળવિધવાઓ જે

બિચારીને સુખનો લેશમાત્ર પણ અનુભવ થતો નથી તેને તમે રિબાવી તેનો આખો જન્મારો ધૂળ કરો છો. એની આંતરડીમાંથી નીકળતા શ્રાપો તમારી આ અધોગતિનું કારણ છે; અરે જ્ઞાતિજનો ! તમે આંખ મીંચીને શું ઉંઘી રહ્યા છો ? જાગો, નહિંતર સત્યાનાશનો સમય-ઘંટ વગાડી રહ્યો છે તે આવશે અને પછી ઉપાયો હાથ રહેશે નહિં ”

ન્હાની બિચારી બાળકી, વય ન્હાનકીમાં પરણતી.
વિધવા થતાં તે બાપડી, શાપો હજારો આપતી !

ઉપર પ્રમાણે બોલતાં તે સ્ત્રીએ ભયંકર ચીસ પાડી અને મારી સામે દેવીસ્વરૂપે ઉભેલાં જ્ઞાતિદેવીનાં પ્રજવલિત્ અંગમાં સમાઇ જઇ અદૃશ્ય થઇ ગઇ !

પછી મારે ખભે હાથ મૂકી જ્ઞાતિદેવીએ મારા સામું જોઇ કહ્યું. “પુત્ર ! જો, આ બાળવિધવાનો બધાંએ તિરસ્કાર કર્યો છે. તેનો સ્વામી દેવલોક પામ્યો ત્યારે તેના જયેષ્ઠે ધક્કો મારી તેને નિરાધાર સ્થિતિમાં કાઢી મૂકી હતી તેથી તે બિચારી નિરાધાર થઇ રખડતી રઝડતી હાય-વરાળમાં જ મૃત્યુવશ થઈ. આવી અનેક પ્રકારની ફરીઆદો મારી પાસે આવી છે. તે સર્વના આત્માઓ મારામાં સમાઇ જઇ ફરિઆદ કરે છે અને ન્યાય માગે છે. યાદ રાખજે, ઓ યુવાન્ ! અને યાદ રાખજો તમે ઓ જ્ઞાતિજનો ! મારા નામના આશ્રય તળે રહી આવા ક્રૂર અત્યાચારો તમે કરો છો તેનો સખતમાં સખત ન્યાય હું તમોને આપીશ. અને જયાં સુધી આવી એક પણ બાળવિધવા દુઃખ પામતી અને સબડતી તમારામાં જોઇશ ત્યાં સુધી તમોને અધોગતિમાં રાખવાનો રૂદ્ર દંડ હું આપીશ.”

# જ્ઞાતિભોજનથી પરિણમતી દરીદ્રતા
## અથવા
## સંતાનોનું વળાતું સત્યાનાશ.



આટલું કહીને દેવી જરા દૂર ચાલ્યાં, અને એક બીજા ઓરડામાં પ્રવેશ કર્યો. હું પણ તેમની પાછળ પાછળ ગયો. ત્યાં એક હૃષ્ટપુષ્ટ શ્યામવર્ણું પુરુષ કપાળમાં સફેદ ત્રિપુંડ્ર સાથે ખભે લોટ માગવાનો ખડીઓ અને હાથમાં ત્રાંબાનો વાટકો લઇ હાથ ઉગામતો આવ્યો અને બોલ્યો:—

"હવે તો હું મરણીઓ થયો છું. અવિદ્યાથી હું હેરાન થઇ ગયો છું. લોટ માગતાં માગતાં આખો જન્મારો ગયો. આખો દહાડો ભિક્ષા માટે ઘેર ઘેર ભમવા છતાં મારાં બાળકો અને સ્ત્રીનું પોષણ થાય તેટલું અન્ન પણ મેળવી શકતો નથી. પેટપુરતું ખાવાનું પણ મળતું નથી. ઘરમાં સ્ત્રી તથા બાળબચ્ચાંને વસ્ત્રો પણ પૂરતાં પહેરવા નથી. હાય! બાલ્યાવસ્થામાં વિદ્યા પ્રાપ્ત કરવાને ઘણી ઉમેદ હતી, પરંતુ જે કંઇ થોડી ઘણી મારા પિતાશ્રીની પૂંજી હતી તે તમામ માતા ગુજરી જતાં નાતવરામાં ખર્ચાઈ ગઈ ઉપરાંત દેવું થયું. વળી મારી ઉમ્મર દશ વર્ષની થઇ તેટલામાં તો માતા પિતાએ પરણાવી દીધો હતો. અને ઘરનો ભાર સોંપી તેઓએ આ લોકમાંથી પ્રયાણ કર્યું. કહો મારા શા ભોગ? અત્યારે આઠ અને દશ વર્ષની ઉમ્મરના બે પુત્રો છે. તેઓ આંબલી પીપળી રમે છે. તેમને પરાણે મારી સાથે ભિક્ષા માગવા હું તેડી જાઉં છું. તેઓ કોઇ કોઈ વાર તો આમના છોકરાંઓનાં માથાં ફોડ

આવે છે તેની બીકથી ઘેર પણ આવતા નથી. સાંજ પડયે અન્નને માટે ખાઉં ! ખાઉં ! થઈ રહે છે. મારી સ્ત્રી મને મેંણાં મારે છે કે "તમારે પનારે અમે કયાંથી પડ્યાં ?" છોકરાંઓ કહે છે કે "બાપા ! અમને ભૂખ લાગી છે ! તમે આજે મોડા કેમ આવ્યા ?"

હાય ! જ્ઞાતિ ! હા દુર્દૈવ ! હવે પીછો તો છોડ ! એત્રાં કયાં અઘોર અને દુષ્ટ કર્મોનું આ પરિણામ છે કે જેથી આવા પુત્રોને પુરૂં ભણાવવાનું સાધન પણ મારી પાસે રહ્યું નથી ! અરે ! જ્યાં અન્નનાં પણ સાંસાં ત્યાં વિદ્યા માટે પૈસા ખરચવાની શક્તિ કયાંથી હોય ? પિતા તરીકે પુત્રોને શિક્ષણ આપી વિદ્વાન્ અને ગુણી બનાવવાની ફરજ હું જાણુતો છતો આ દારિદ્રને લીધે આજ ઘરમાં પુરતું અન્ન પણ નથી.હાય! આજ કાલ બીજી જ્ઞાતિઓમાં જ્યાં જુઓ ત્યાં વિદ્યાદાન માટે બૉર્ડીંગો સ્થપાણી છે. અને ઉંચા પ્રકારની કેળવણી મેળવી મારા જેવા ગરીબ માબાપના પુત્રો વિદ્વાન્ થઈ લખોપતિની પુત્રીઓ સાથે પરણે છે. અને પોતાના માતાપિતાને દારિદ્રમાંથી ઉગારી સંસારને સ્વર્ગ સરખો બનાવી દે છે.

પ્રભુ ! આવી દરિદ્રતાવાળી જ્ઞાતિમાં મારો જન્મ તમે કેમ આપ્યો ? જ્ઞાતિના આગેવાનો પોતાની જોખમદારી સમજતા નથી કે જ્ઞાતિ-સમૂહ એટલે શું ? એ શા માટે છે ? એકત્રતા શું કરતી નથી ? પણ હવે ઓ યુવાન્ ! ઉઠ અને અમારા જેવા દરિદ્રીની સહાય કરવાની પ્રતિજ્ઞા લે કે અમારાં બાળકોને કેળવણી આપવાનો પ્રબંધ કરીશ. નહિંતર આ તારી પાસે ઉભેલાં જ્ઞાતિદેવી સમક્ષ હું ભવિષ્ય કહી દઉં છું કેઃ—

"જો જ્ઞાતિના સમજુ પુરુષો જ્ઞાતિનાં બાળકોને અજ્ઞાન રાખી ભિક્ષા માગતાં અને નિરૂદ્યમી રાખશે તો જ્ઞાતિની અધોગતિ વધતી ચાલશે, પ્રજા વર્ણસંકર વ્યસની અને દુષ્ટ થશે. છેવટે પાપનો ઘડો ફુટી જ્ઞાતિ નષ્ટભ્રષ્ટ થશે, અને કોઈપણ સુખી રહેશે નહિં". એમ કહી તે બ્રાહ્મણ પોતાનાં સ્વરૂપને અંતરિક્ષ કરી તેજપુંજ રૂપ જ્ઞાતિદેવીની આકૃતિ જે મારે ખભે હાથ દઇ ઉભેલ છે તેમાં સમાઇ ગયો.

---

## કજોડાંની કહાણી.

---

મ્હોટી ઉમરની બાળકી, વર ન્હાનડાને પરણતી;
દુઃખો બિચારી પામતી, શ્રાપો હજારો આપતી.

ત્યાંથી એક બીજા ઓરડામાં મ્હારો હાથ પકડી તે જ્ઞાતિ દેવી મ્હને દોરી ગયાં અને મ્હારી સામે ઉભાં રહ્યાં. થોડા સમયમાં તેમના શરીરમાંથી તેજપુંજ વધવા લાગ્યો. અને પૂર્ણ પ્રકાશ થતાં અંદરથી રત્ન જેવી નવયૌવના,સૌભાગ્યવતી અને સ્વરૂપવતી સ્ત્રી બહાર નીકળી બોલી. "હે જ્ઞાતિના યુવાન નર ! સાંભળ. હું જે અત્યારે તારી સમક્ષ ઉભેલી છું તે પ્રથમથી જ તારી જ્ઞાતિમાં એક ઉચ્ચ અને આદર્શ સંસ્કાર વાળા કુટુંબમાં જન્મી હતી. કોઇ પણ પ્રકારે મારાં માવિત્રોમાં મને દુઃખ નહોતું. મ્હારાં માતા પિતાએ મ્હને વહાલથી ઉત્તમ પ્રકારનું શિક્ષણ આપી વિદુષી

ભણાવી. વ્યાકરણ ન્યાય અને વેદાંત આદિ પુસ્તકોનું મ્હેં ધ્યાન પૂર્વક અધ્યયન કર્યું. જેમ જેમ મ્હારી ઉમર વધતી ગઇ તેમ તેમ જ્ઞાતિમાં મ્હારા માટે યોગ્ય વરની મ્હારા પિતાએ તપાસ કરવા માંડી. જ્ઞાતિનો સમૂહ બહુ જ ટૂંકો તથા જ્ઞાતિનાં બાળકો અજ્ઞાન અભણ દરિદ્રી તથા કુસંસ્કારી હોવાથી મ્હારા પિતાશ્રીને મ્હારા વેવિશાળની અધિક ચિંતા વધવા લાગી. સગાં સંબંધીઓમાં ઉંચુ મોઢું લઇને માતા પિતા નિકળી શકે નહિ. કારણ કે મારી ઉમર દિવસે દિવસે વધવા લાગી. અનેક વખતે મારા માટે માગાંઓ આવવા લાગ્યાં. મ્હારા પિતાશ્રીનું વદન હમેશાં મ્લાન રહેવા લાગ્યું. પિતાશ્રીની વિદ્વતા અને યુવાનીનો ઉત્સાહ સુકાઇ ગયો. રાત્રિ દિવસ ચિંતાગ્રસ્ત રહેતા જણાવા લાગ્યા. મ્હારાં માતુશ્રી પણ મ્હારા પિતાશ્રીનાં આ વર્તનથી અને મ્હારી વધતી જતી ઉમર જોઇ કોઇ કોઇ વખતે આંખમાંથી ગુપ્ત અશ્રુ સારતાં મેં જોયાં હતાં. મ્હારા પિતાશ્રીના વિદ્વાન મિત્રો મ્હારે માટે યોગ્ય વર શોધવા માટે કહેતા ત્યારે તેઓ કહેતા કે "મિત્ર! શું કહું! મ્હારી જ્ઞાતિ ઘણીજ ટૂંકી અને અભણ સમુદાયથી ભરેલી છે. વિદ્યાનું નામ નથી. ત્યાં બીજાં ઉચ્ચ લક્ષણો અને યોગ્યતા તો કયાંથી જ હોય? ભાઇ! જે વીધિએ ધાર્યું હશે તે થશે."

પિતા! પિતા! તમારૂં કહેવું અક્ષરે અક્ષર સત્ય હતું. સાંકડાં ક્ષેત્રથી અનેક કંટાળા ઉત્પન્ન થાય છે અને અનેક આડખીલીઓ નડે છે! જ્ઞાતિમાં આદર્શ સુધારક સ્ત્રીપુરૂષોની જરૂર છે. કયાં છે જ્ઞાતિમાં વિદ્યા! કયાંછે જ્ઞાતિનાં ધાર્મિકતા? કયાં છે તે ઉચ્ચ—આદર્શી જ્ઞાતિના નરો? અધમતાની ઉંડી ખાડમાં પડતા જ્ઞાતિ

બાપુઓ પોતે પડતા જાય છે અને સાથે બીજાઓને પણ પાડતા જાય છે. કેટલીક વાર મ્હારા પિતાશ્રીને નીચેની મતલબના પત્રો મળતા તથા રુબરૂ વાતચીત થતીઃ—

"ભાઇ ! તમારી પુત્રી આટલી બધી મોટી થઇ, હવે તેના લગ્નનો શું વિચાર કર્યો ? ફલાણો મૂરતીઓ સારો છે, તેની સાથે સગપણ કરો તો સારૂં. આટલું મારૂં માન રાખો. અને સગાંમાં સગપણ વધારો તો ઘણું સારૂં. જો મ્હારૂં આ કહેવું નહિ માનો તો પછી મારે તમારા ગોળાનું પાણી અગ્રાહ્ય થશે. હરામ થશે" વિગેરે.

આવા અનેક વાગ્બાણોથી મ્હારા પિતાશ્રીનાં મન પર કંઇ અસર થઈ નહોતી. દૈવની ઈચ્છા કંઇ છે અને મનુષ્ય ધારે છે કંઈ. પ્લેગ રૂપી દુષ્ટ રોગના પંજામાં મ્હારા પિતાશ્રી થોડા સમય પછી સપડાયા અને દૈવેચ્છાથી કાળવશ થયા. હાય!અમો નિરાધાર સ્થિતિમાં આવી પડ્યાં. વડીલોને આશ્રયે રહ્યાં. મારાં માતુશ્રી હવે દિવસે દિવસે ક્ષીણ થવા લાગ્યાં અને મને ૧૩ વર્ષની મૂકી મારા પિતાશ્રીની પાછળ પોતે પણ સીધાવ્યાં. અહા ! સંસાર સાગરના ઉછળતા ભયંકર મોજામાં મને ઉછરતી મૂકી તેઓ પ્રભુનાં દરબારમાં ગયાં.

( હરિગીત. )

ગાંડીને ડાહ્યો ધણી, ને ડાહીને ગાંડો ધણી;
કઠણ કળા પથ્થરે, પછડાય છે પારસમણિ !
શીલવંતી નારી સાથ થાયે, લગ્ન કો વ્યભિચારીનું,
આ ચિત્ર આબેહુબ જુઓને આપણા સંસારનું !

અગાઉમાં લાલન પાલન જતાં રહ્યાં. છાણુ વાસીદુ વગડો અને એવાં ગામડાંનાં ગૃહકાર્યમાં મારે પડવું પડયું. શહેરમાં માતપિતાનાં લાડ અને પુસ્તકોમાં સમાએલાં જ્ઞાનપાનને બદલે ગાળોના વર્ષાદનું શ્રવણ થવા માંડયું. એવી રીતે થોડા વખતમાં મારાથી ચાર વર્ષે ન્હાના જ્ઞાતિના એક છોકરા સાથે મારૂં સગપણ નકકી કરવામાં આવ્યું. લગ્ન થયું. મને સાસરે મોકલવામાં આવી. આ હૃદયની વેદનાથી મારામાંથી બુદ્ધિનો નાશ થયો. હું હવે ભાન ભૂલી ગઈ, અને શરીર કે મનની શુદ્ધિ રહી નહિ. સારાસાર, માન મર્યાદા, સુખ દુઃખ, જગત, ઇશ્વર, મનુષ્ય તરીકેનું મારૂં જ્ઞાન જતું રહ્યું. અરે! મને કહેવા દો કે હું "ઘેલી થઇ ગઈ." શ્વશુર પક્ષમાં મને "ગાંડી ઘેલી" કહી તાડન થવા લાગ્યાં. માર પડવાથી મારાં શરીરમાં ચાંદાં તથા ઘારાં પડ્યાં. મારા ન્હાના પતિ બ્હારથી આવે કે તાડન કરે, નણંદબા પણ બે ત્રણ ગાળો દઇને સ્વાદ ચખાડે. સસરાજી વૃદ્ધ છતાં લાકડી લઇ ઉઠે. સાસુજી છાના ચીમટા ભરે. હાય! મારામાંથી હવે શક્તિ જતી રહી, હંમેશાં ટાઢું શીળું ખાવાનું મળવાથી. બે ત્રણ રાત દિવસ સુધી કામ કરવાથી, ઉજાગરાથી અને પડેલા મારની વ્યાધિથી મને દમ થયો. એક દિવસ કુવે પાણી ભરતાં નબળાઇથી મને એકાએક ચકરી આવતાં શરીરનું સમતોલપણું ખસી ગયું અને હું કુવામાં પડી ગઇ. ત્યાર પછી શું થયું એ મારો આત્મા તેના સુક્ષ્મ શરીર સાથે જે અત્યારે ત્હારી સમક્ષ પોકાર કરી રહ્યો છે તે જાણે છે:

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः ॥

જ્યાં સ્ત્રીઓનાં આદરમાન થાય છે તે ઘરમાં હમેશાં દેવતાઓનો વાસ હોય છે.

આ પ્રમાણે કુવામાં પડી મરી જવાથી સરકારનાં માણુસ તરફથી તપાસ ચાલી. મારાં મૃત શરીરને બહાર કહાડવામાં આવ્યું, અને તે બાબતનો કોર્ટમાં કેસ ચાલ્યો. સાસરાના પાડોશીઓ મારા ઉપર દયા રાખતાં હતાં. જેથો મારાં શ્વશુર પક્ષનાં બધાં સાથે તેમને વેર હતું. તેથી તેઓએ કોર્ટમાં જુબાની આપી કે " આ મરનાર સ્ત્રીને તેના સાસરાંના ઘરનાં દરેકે દરેક માણુસ ગાળ આપી તથા માર મારી હેરાન કરતાં હતાં. મરનાર સ્ત્રી સારી રીતે ભણેલી અને ખાનદાન કુળની પુત્રી હોવાથી સર્વ દુઃખો મૂંગે મોઢે સહન કરતી હતી. પરંતુ મારથી શરીર નબળું પડતાં મનની શક્તિઓ ક્ષીણુ થતાં અને દુઃખ સહન ન થતાં આવી રીતે આત્મહત્યા કરી હોય એમ અમોને લાગે છે."

આ ઉપરથી ન્યાયાધિશે સખત ટીકા કરતાં નીચે મુજબ જણુાવ્યું " બ્રાહ્મણુની જ્ઞાતિમાં આવું ચાંડાળને પણુ છાજે નહિં તેવું નીચ વર્તન કુળવધૂ ઉપર ચલાવવામાં આવે છે, અને બહારથી ઉત્તમતાનો ડોળ કરે છે, એ ઘણુંજ શરમ ભરેલું છે. મરનાર બાઈ જેનું મોત માત્ર કુટુંબકલેશથી જ થયું છે, એનું મૂળ કારણુ તો બાળપણુમાં અયોગ્ય અને નાની ઉમ્મરના પતિ સાથે તેને પરણાવવામાં આવી છે તેજ છે. હિંદુ ધર્મના સિદ્ધાંતો નડવાથી હું બાઈના માવિત્રોને અયોગ્ય પતિ સાથ વિવાહ કરવા માટે શિક્ષા કરી શકતો નથી. પરંતુ તેનાં શ્વસૂરપક્ષનાં તમામ માણુસોને કેદની શિક્ષા કરૂં છું." વિગેરે.

મારા મરણુ પછી મારા શ્વસૂર પક્ષની આ દશા થવાથી મારૂં હૃદય બળે છે, બાઈ ! સાંભળો અહોભાગ્ય

મારાં કે મારાં પિતાશ્રીએ મને વિદ્યા આપી ભણાવી. એટલે કુકર્મી અને દુરાચારી થતાં મારી વિદ્યાએ મને બચાવી. પરંતુ ઓ મારા ભલા ભાઇ ! અને ઓ ! મારા સમસ્ત જ્ઞાતિ બંધુઓ ! શું તમે નથી જાણતા કે અયોગ્ય કજોડાંનો ભોગ થએલી કેટલીએક સ્ત્રીઓ દુરાચારી વ્યભિચારી થઇ અને નાશી જાય છે? ઉંઘો! ઉંઘો! કારણ કે બહુ થાકેલા છો !! પછી કહેજો કે "પ્રજા વર્ણસંકર થઇ ગઇ! આપણા બંધુઓ નિર્ધન છે! વિદ્યા વિહીન છે!" આથી ભયંકર શિક્ષા તો જ્ઞાતિના આગેવાનોને કરવી જોઇએ. કારણ કે તેઓ સમજે છે છતાં બાળલગ્નને અટકાવતા નથી ને કજોડાં થવા દે છે. આવાં લગ્નોથી ગૃહસ્થાશ્રમની સુગંધિત વાડીમાં કાંટા વેરાય છે. જ્યાં બ્રાહ્મણના ઘરમાંથી વેદમંત્રો અને હોમ હવનના ધ્વનિ સંભળાવા જોઇએ ત્યાં ગાળાગાળી ને માર પછાડ થાય. અને ભિક્ષાને માટે આમશી તેમ હાથમાં ઝોળી ઝાલી ફરતા ભૂદેવો જોઇએ છીએ! અરે પ્રભુ! અમારા જ્ઞાતિ ભાઇઓનું શ્રેય ત્હારી કૃપા વિના કદિ થવાનું નથી! તેઓ પોતાને આ દશામાં જુએ છે છતાં પડ્યા પડ્યા નિશ્ચિંત થઇ ઉંઘે છે ! હા દૈવ, ત્હારી ગતિ વિચિત્ર જ છે!"

---

## યુવાનો ઉઠો!

---o---

ઉપર પ્રમાણે કહી સ્ત્રીએ છેવટના બે શબ્દો મારા કાનમાં કહ્યા કે "હે યુવાન! ત્હારી જ્ઞાતિમાં મારો જન્મ માત્ર તમોને ઉંઘમાંથી ઉઠાડવાને માટે થયો હતો.

પણ તમારી જ્ઞાતિના બધા મનુષ્યો ઊંઘે છે. અજ્ઞાન છે. તો તું તેમને જગાડવાનો લાભ ચૂકતો નહિ. ત્હારા જેવા દરેક જ્ઞાતિબંધુઓને તું કહે જે કે જયાં સુધી તેઓ તેમ કરશે નહિ ત્યાં સુધી તેમનું જીવતર ધૂળ છે!" એમ કહી તે યુવતી જ્ઞાતિ દેવીના સ્વરૂપમાં સમાઈ જઈ અદૃશ્ય થઇ ગઈ!

---

## બ્રાહ્મણનાં કુળમાં જન્મ્યાથી શું થયું?



આવા ઉપરા ઉપરી બનતા ભયંકર સચોટ અસરકરતા બનાવોથી મને આશ્ચર્ય સાથે અફસોસ થવા લાગ્યો. અંતઃકરણમાં જ્ઞાતિની આ સ્થિતિ ઉપર ઘણાં જ આંદોલન થવા લાગ્યાં. એટલામાં મારો હાથ પકડી જ્ઞાતિદેવી મને પાસેના એક ખંડમાં લઇ ગયાં, અને આંગળીની ઇશારત કરી એટલે એક બ્રાહ્મણને મેં આવતો જોયો. એ નીચે પ્રમાણે પ્રશ્નો મને એકદમ પુછવા લાગ્યો—

"તું બ્રાહ્મણનાં શાં શાં ધર્મ કર્મો છે તે જાણે છે? તું સંધ્યા અગ્નિહોત્ર જપ ધ્યાન કરે છે? તું વેદ જાણે છે? તું શાસ્ત્રો ભણ્યો છે? તું ઉપદેશ કરે છે? તું શાંત અને સ્વતંત્ર સ્વભાવનો છે? ભિક્ષા માગે છે! બીડી ચલમ, ગાંજો, તમાકુ કે દારૂ પીએ છે? ચા વેચે છે? રસોઇની નોકરી કરે છે? કન્યા વેચે છે? તેની દલાલી પચાવે છે! લાડુ જમે છે? ........ હુ વચમાંજ બોલી ઉઠયો "અરે! મહારાજ! આટલું બધું કેમ પૂછોછો? જરા વિસામો તો ખાઓ!"

" તું નથી જાણુતો કે હું કોણુ છું ? ત્હારો જ્ઞાતિબંધુ છું, મુવેલો જીવતો થઈ આ જ્ઞાતિ-માતા સમક્ષ મારી ફરિઆદ નોંધાવું છું કે:—

બ્રાહ્મણો રસોઈ શા માટે કરે છે? અને વિદ્યાથી કે અન્ય શુદ્ધ વ્યવસાયથી આજીવિકા કેમ ચલાવતા નથી ? જગત્ બ્રાહ્મણુને ભામણુ, લૈડક, લંગોટ, અને ભિખારી કેમ કહે છે ? તાવડીનાં તળાં જેવાં કપાળમાં નાહ્યા વિના બ્રહ્મચિન્હ ( ચાંદલો ) કરી ભિક્ષાની લડાઈ કરવા નિકળે છે ત્યાં અપમાન કેમ પામે છે? વળી ભીખ માગવી એ બ્રાહ્મણુના બાપદાદાનો ધંધો છે એમ અમારે માથે કલંક કેમ ચઢાવે છે? બ્રાહ્મણુને કરવાનાં કર્મો શાં છે? અમારા વડવા કહેતા કે:—

" જે મનુષ્ય અક્ષરબ્રહ્મ જાણી આ લોકમાંથી જાય તેજ શ્રેષ્ઠ બ્રાહ્મણુ સમજવો. જે મનુષ્યમાં સત્ય દાન અદ્રોહ અક્રુરતા લજ્જા દયા ઇન્દ્રીયનિગ્રહ વિગેરે તપો દેખાતાં હોય તે બ્રાહ્મણુ કહેવાય." અમારે અત્યારે તો " હું બ્રાહ્મણુ છું ! આ જનોઈ રહી ! " વિગેરે કહી દુષ્ટ કર્મો કરતાં છતાં બ્રાહ્મણુ હોવાનો દાવો કરાય છે. વળી.

शमो दमस्तपः शौचं क्षान्तिरार्जवमेव च ।
ज्ञान विज्ञानमास्तिक्यं ब्रह्मकर्मस्वभावजम् ॥

બ્રાહ્મણુનાં કર્મો હવે પ્રીતિ પૂર્વક કોણુ પાળે છે? કહો, શું બ્રાહ્મણુનાં કુળમાં જન્મીને જ બ્રાહ્મણુ થવાતું હશે ? ઉપરથી બ્રાહ્મણુના નામે દંભ રાખી અંદરખાનેથી કાળાં કૃત્યો કરનારા મારા બંધુઓને તું ખબર આપ કે હવે તમારો આ દંભ લાંબો વખત સુધી ચાલવાનો નથી; તમારૂં પૂર્વનું ગૌરવ યાદ કરીને "અમારા પગમાં

રાજાઓ માથું નમાવતા, અમે વેદ જાણતા, આકાશમાં ધોતીઆં સુકવતા " વિગેરે બડાઇનાં બણગાં ફુંકી પારકા લાડુ ખાઈ બગાંસાં મારીને બેસી રહેવાનો વખત નથી. હવે તો તમારી ફરજ શું છે તે જાણો.બ્રાહ્મણ કહેવરાવતાં પહેલાં બ્રાહ્મણને છાજતાં આચરણ કરો. તમારા તેજથી ફરી એક વખત ગયેલી આબરૂ પાછી લાવો. સ્વતંત્ર બનો. પારકી આશા અને ભિક્ષાવૃતિ તરફ તિરસ્કાર રાખશો ત્યારે જ તમારૂં અને તમારાં ભવિષ્યનાં સંતાનોનું શ્રેયઃ થશે. યાદ રાખજો કે તમારે હાથે જે જે ધર્મવિરૂદ્ધ આચરણો થશે તે તમોને પોતાને અધોગતિમાં નાખશે, એટલું જ નહી પણ તેથી તમારાં સંતાનોની પણ અધોગતિ થશે. માટે ફરીથી કહું છું કે તમારૂં વર્ત્તન શુદ્ધ રાખી સ્વાશ્રયી નહિ બનશો ત્યાં સુધી હું આ મારી ફરિઆદ જ્ઞાતિ માતા સમક્ષ કરતો રહીશ, અને કહીશ કે બગલાનાં કર્મો કરી હંસની ચાલ ચાલવાનો ખોટો પ્રયત્ન કરનારને દુનીયા દંભી ગણી તિરસ્કાર જ કરશે. "
આ વચન કહી તે બ્રાહ્મણ પોતાના સ્વરૂપને જ્ઞાતિ દેવીનાં તેજપુંજ શરીરમાં અદૃશ્ય કરી ગયો.

---

## જ્ઞાતિનું ઋણ.

---

અહિંથી મને જ્ઞાતિમાતા એક બીજી જગ્યાએ લઈ ગયાં. સામેથી વળી બે મનુષ્યો મારી નજરે આવતા જણાયા. જોત જોતામાં એકે તો મારી ગરદન પકડી

અને કહેવા લાગ્યો કે "તમો મિથ્યાભિમાની છો. પાઇ પણ ન હોય છતાં દેવું કરીને વરા કરો છો, કરાવો છો. હોંશેથી જમોછો. મારે મારી જીંદગી સુધી આવા વરાથી પેટે પાટા બાંધી રડવું પડયું હતું છતાં હું દેવામાંથી છુટયો નહોતો. એવા અનેક મનુષ્યો દેવામાં જ મરી ગયા છે. તે બધાનું ઋણ તમારે માથે ચડયું છે; માટે આ જ્ઞાતિ માતાજીને કહુંછું કે માજી તમે હવે એ તમારા લાડકા લાડુભટ્ટ પુત્રો પાસેથી નાણાં કઢાવી અમારા ભવિષ્યનાં સંતાનો માટે ભણવાનું સાધન કરાવો, નહિ તો અમારા પૈસા લાવો."

---

## કન્યાવિક્રયનું પાપ જ્ઞાતિના આગેવાનો ઉપર છે !

---

ત્યાં બીજો કહેવા લાગ્યો " મેં કન્યા વિક્રયનું દુષ્ટ પાપ કર્યું છે, કારણ કે મારી પાસે એક પાઇ પણ ખાવા નહોતી હું ભણ્યો નહોતો એટલે સારાસાર જાણવાનું કે કમાવાનું સાધન પણ નહોતું તેથી એ દુષ્ટ કર્મ મારે કરવું પડયું. અને તેની ભયંકર શિક્ષા મારે નહિ પણ મારી જ્ઞાતિના આગેવાનોને ભોગવવી જોઇએ. કારણ કે શા માટે તેઓએ જબરજસ્તીથી મને અટકાવ્યો નહિ ? મને અત્યારે તો પ્રભુના દરબારથી તેની ભયંકર સજા થઈ છે તેથી હું હવે જ્ઞાતિજનોને મારી પ્રાર્થના કરૂં છું કે હે ભાઇઓ ! આવું કર્મ બ્રાહ્મણ જ્ઞાતિમાં કોઇને કરવા દેશો નહિ " એમ કહી ને બન્ને જણા અદૃશ્ય થઇ ગયા.

---

# અમી દૃષ્ટી.

—o—

એવામાં એક મોટી ભયંકર ચીસ મારે કાને સંભળાઇ. હૃદય ચક્ષુઓ વધારે ખૂલી જતાં સુવાવસ્થાને બદલે અગાઉની પેઠે માંદગીને બીછાને શ્વેત વસ્ત્રાંગી જ્ઞાતિદેવીની પાસે જ હું હવે મારી વિચાર નિદ્રામ ઉભેલો જણાયો !

અહાહા ! કયાં અત્યારનો જમાનો ( વીસમી સદી ), ને કયાં પેલી ગુફામાં રહેલો કુધારો ! શું આ એકજ જમાનો, અને આટલો બધો તફાવત ?

મ્હેં બે હાથ જોડી પ્રાર્થના કરવા માંડી કે ખરેખર જ્ઞાતિમાતા તમો ઘણાં જ દુ:ખી છો. પેલી ગુફામાં ઝેરી જંતુઓ તમારૂં લોહી ચૂસ્યા કરે છે. હાય ! તે ઝેરી જંતુઓનું ઝેર તમોને ચડી ગયું છે ! તે રોગે તમોને બેહાલ કર્યાં છે ! શું કોઇ એવો વૈદ્ય નથી ? શું એવું ઔષધ નથી? શું એવું કોઇ શસ્ત્ર નથી કે આ દુ:ખોનું નિવારણ થાય અને તમોને દુ:ખમાંથી છોડાવાય ?

પ્રભુ ! પ્રભુ ! તમોને આ સ્થિતિમાં જોઈ મારૂં હૃદય કંપે છે. શું માતા ! ત્હારા બધા પુત્રો કપુત દયાહીન થયા?માતા ! શું એ પોતે જ ત્હારૂં લોહી ચૂસે છે ! અને ડંશ દે છે ? મા ! એ ત્હારા પૂત્રોને ત્હારી દયા પણ નથી ? હાય ! સમય ત્હારી બલીહારી છે ! જ્ઞાતિ માતાને નષ્ટપ્રાય: કરનારા જમાનાના પૂત્રો ! હવે તમે આંખ ઉઘાડો! તમે તમારી મા તાનું લોહી પીત

હવે તૃપ્ત થાઓ! જમાનો ફરી ગયો છે! એ લોહી તે તમારૂં પોતાનું છે! એ જ્યાં સુધી જીવતી છે ત્યાં સુધી જ તમે છો!

---

## છેલ્લો ઉપાય.

---

હે જ્ઞાતિ માતા કહો! કહો! હવે મારે શું કરવું? મારી પ્રાર્થના સાંભળતાં જાણે નવું યૌવન આવ્યું હોય તેમ મ્હોં મલકાવી જ્ઞાતિમાતા બોલ્યાં—

"પુત્ર! રોગ માત્રનું મૂળ અને તેનો ઉપાય પણ છે નિવારણ પણ છે. દીલગીર નહિ થા. કુદરત સર્વ કરનાર છે. હું હવે કંટાળી ગઇ છું. મૃત્યુને મૂખે પડી છું. મારામાં બોલવાની પણ તાકાત નથી. પણ હજુ મારા જીવન રૂપી દીવાની જ્યોત જતાં પહેલાં થોડું દીવેલ મારી પાસે છે. તેનાથી મારૂં ઓષધ કરી મ્હને સજીવન કરવાની ચાવી તમારે ગોતવી હોય તો હું તમોને આ છેલ્લી ઘડીએ બતાવું છું તે તમે સર્વ જ્ઞાતિ બંધુઓ સાથે મળી શોધો. પ્રયત્નથી શોધી તમારી પાસે સંભાળી રાખશો તો હું ફરીથી તમારી માતા રાજી થઇશ. યાદ રાખજો કે મારી જ્યોતને પ્રગટાવવી કે ઠારવી તેની આ છેલ્લીજ તક છે. એ તકને ચૂકયા તો પછી સર્વ વ્યર્થ છે. તેમાં ગૂઢ આશય છે. તે સમજવાથી અને તે પ્રમાણે વર્તવાથી જીંદગીનો ખરો ઉપયોગ કર્યો કહેવાશે.

---

# ઘંટાનાદ સાંભળો ! ઉઠો !

—·—:o:——

હે જ્ઞાતિ જનો ! સાંભળો હું તમારી જ્ઞાતિમાતા તમોને જોરથી દાંડી પીટીને કહું છું કે તમે મારી સમક્ષ નીચેની પ્રતિજ્ઞાઓ લ્યો કે "નીચે મુજબ વર્તવાને અમે પ્રાણાંતે પણ ચુકીશું નહિ."

(૧) અમે અમારા બ્રાહ્મણનાં નિત્ય કર્મથી કદી પણ વિમુખ થઇશું નહિ. કારણ કે " જે બ્રાહ્મણ સંધ્યાદિ કર્મ કરતો નથી તે કુતરા સમાન છે.

(૨) અમારાં પુત્ર વા પુત્રીને અમારી પાસે જ્યાં સુધી દરદાગીના અને પાઇ શુદ્ધાં રહેશે ત્યાં સુધી ભણાવીશું. પણ ન્હાનાં બાળકોના હાથમાં તાં-બડી આપી ભીક્ષા મંગાવીશું નહિ. અમે સ્વતંત્ર ધંધો અથવા છેવટે કનિષ્ઠ નોકરી પણ કરીને અરધું જમીને પણ રહીશું, પરંતુ અપમાન સહીત ભિક્ષા માગીશું નહિ.

(૩) અમારા પુત્રોને અમે વીશ વર્ષથી કદી પણ ઓછી ઉમરે, અને પુત્રીને ૧૨ વર્ષથી ઓછી ઉમરે પરણાવીશું નહિ.

(૪) અમારી રહેણી કરણી બીજા દાખલો લ્યે તેવી રાખીશું. કારણ કે "બ્રાહ્મણ તે જગતના ગુરૂ છે" એમ શાસ્ત્રો કહે છે.

( ૫ ) ગૃહમાં સ્ત્રીઓ પુત્રીઓ અને માતાઓ તરફ માન અને મર્યાદાથી વર્તીશું. સંતાનો તરફ હેતથી વર્તીશું.

( ૬ ) કજોડાંનાં લગ્નો અમે કદી પણ કરીશું નહિ. ન્હાના ને મ્હોટી ઉમરની કન્યા સાથે, અને મ્હોટી કન્યાને ન્હાના વર સાથે પરણાવીશું નહિ, પરંતુ કન્યા માટે વર સગુણી અને નિદાન પાંચ વર્ષે મોટો જોઇશું.

( ૭ ) કન્યાવિક્રય એ જ્ઞાતિનું નિકંદન કાઢવાનો કુહાડો છે એમ, તથા સંતાન પ્રભુની બક્ષીસ છે તેથી તેમને વેચવાનો અમને હકક નથી એમ સમજી કન્યા વિક્રય કરીશું નહિ.

( ૮ ) મનુષ્ય વિદ્વાન ધાર્મીક અને કુશલ હોય, પણ પાસે ધન ન હોય તો તે પોતાની શક્તિઓ ખીલવી શકતો નથી. માન પામતો નથી. માટે નીતિથી પુરૂષાર્થ કરી ધન મેળવવા માટે અમો દેશ પરદેશ જઇ દરિદ્રતાનું ભયંકર દુઃખ ફેડી, ધનવાન થઇ અમારાં કુટુંબ તથા જ્ઞાતિને સુખી કરવા પ્રયત્ન કરીશું.

( ૯ ) મરણ કે પરણની નાતના એક દિવસના વાળુમાં આખી જીંદગીની કમાણી બરબાદ કરી નાતવરા કરી દેવાદાર થઇશું નહિ, પરંતુ યથાશક્તિ જ કરીશું. કારણ કે કરજ વાળો પુરૂષ કુટુંબનો દુશ્મન છે.

( ૧૦ ) મિથ્યાભિમાન રાખી આભડછેટનો ખોટો દંભ રાખીશું નહિ, બીડી તમાકુ, ગાંજો, દારૂ, પીશું નહિ, કે હોટેલોમાં ચાહ ભજીયાં ખાઇશું નહિ, પરંતુ " आचारः प्रथमो धर्मः " એ પ્રમાણે સમજીશું.

(૧૧) ચાતુર્વેદી, હાલારી, મચ્છુકઠીયા, ચુંથા, રાજગોર, ભાવનગરી, કચ્છી, સુરતી, ગુજરાતી અને દરેક પ્રકારના મોઢ બ્રાહ્મણ બંધુઓના ન્હાના ન્હાના સમુદાય એક થાય એવું અંતઃકરણથી ઇચ્છી એકત્રતા વધારવા માટે તન મન અને ધનથી મદદ કરવાનો પ્રયત્ન કરીશું.

ઉપર પ્રમાણેની પ્રતિજ્ઞાઓ અમે ઈશ્વરને સાક્ષી રાખી અમારાં જ્ઞાતિમાતાને રોગમાંથી મુક્ત કરવા માટે પ્રાણાંતે પણ પાળીશું.

પુત્ર! આ પ્રમાણે મારી આજ્ઞા તું ત્હારા બંધુઓ પાસે રજુ કરજે, અને મને જણાવજે કે તે નહિ પાળવાને કયો એવો કુપુત્ર પેદા થયો છે? અને તેને કહી દેજે કે જીંદગી એ એક અમૂલ્ય ખજાનો છે. તેનો સદુપયોગ કરજો. વળી સમજજો કે મારી આજ્ઞાઓનું ઉલ્લંઘન કરવું એના જેવું ભયંકર પાપ બીજું એકે નથી.

આટલું કહી જ્ઞાતિ માતા અદૃશ્ય થઇ ગયાં; અને હું જોઉં છું તો મારી વિચાર નિદ્રા પણ ઉડી ગઇ. ઘરમાં બેઠો બેઠો ઉપરનો નિબંધ લખું છું. મારી પાસે નથી જ્ઞાતિદેવી, નથી પેલા સર્પો, કે નથી પેલાં દુઃખી મનુષ્યો. પરન્તુ તેમની દયામણી સ્થિતિ ખરેખર મને ધ્રૂજાવે છે–કંપાવે છે.

બંધુઓ! ઉપરનું મારૂં સ્વપ્નું એક સ્વપ્નુ જ નથી પણ જ્ઞાતિને ઉન્નત કરવાનો મહામંત્ર છે. એક ગુપ્ત ચાવી છેઃ પણ જ્યાં સુધી તમે તે જોશો જાણશો કે વિચારશો નહિ ત્યાં સુધી તો હું તે સ્વપ્નું જ માનુંછું.

॥ ઈતિ ૐ ॥

# ઈલીક્ષીર ડાઈજેસ્ટીવ

# ટૉનિક.



## બળવર્ધક સરબત.



**કબજીઆત માટે—**

અપચો, પેટનો દુખાવો, ઝાડા, મંદાગ્નિ, અરૂચી અને આંતરડાંની નબળાઇ માટે આ "ઇલીક્ષીર ડાઇજેસ્ટીવ ટૉનિક" કુદરતી ઇલાજ છે. સામાન્ય જુલાબના ઔષધો કરતાં આ એક ઘણુંજ સરસ પેટને સાફ રાખનાર અને બળ વર્ધક છે.

**શક્તિ વર્ધક—**

આ દવા ઉપરના ગુણો ઉપરાંત એવી તો શક્તિ આપે છે કે શરીરની હરેક પ્રકારની નબળાઇ જેવી કે, ધાતુક્ષીણતા, સ્વપ્નદોષ, નબળી પડી ગયેલી ઇંદ્રીઓની શક્તિ, મંદવાડ પછીની અશક્તિ દૂર કરી શરીરને બળવાન બનાવે છે.

**ઉત્તમ લોહી સુધારક—**

આ દવા લોહી સુધારવા માટે એટલી તો ગુણકારક છે કે, માત્ર છ બાટલીથી ગરમી જેવાં ભયંકર દર્દોથી થયેલા રક્ત-વિકારને શુદ્ધ કરી દે છે તો પછી સાધારણ લોહીના બિગાડને સુધારે તેમાં નવાઇ શી !

**કીંમત બાટલી એકના રૂપીઆ દોઢ.**

મલવાનું ઠેકાણું—

**એમ. જે. વોરાની કંપની.**

**વિલાયતી દવાના વેપારી.**

**કાલબાદેવીરોડ, મુંબઇ ૨.**

# શ્રી ધર્મારણ્ય.

જેને માટે આખી મોઢ આલમ
ચાતકની માફક રાહ જુએ છે તે દરેક મોઢ સંજ્ઞા-
ધારીએ હરહંમેશ પૂજા તથા પાઠ કરવા યોગ્ય.
સમસ્ત મોઢ કોમની ઉત્પત્તિનો
મૂળ સંસ્કૃત શ્લોકો અને શુદ્ધ ગુજરાતી ભાષાંતર
સાથે
અગણ્યોત્તેર અધ્યાય અને આડત્રીશ સો શ્લોકોનો
પ્રાચીન પવિત્ર અને અપૂર્વ સચિત્ર
**સંપૂર્ણ ગ્રંથ.**

સર્વ ધર્મારણ્યોનાં દોહનરૂપ, અવલોકનનાં વિદ્વતા-
પૂર્ણ પરિશિષ્ટો, વેદ સ્મૃતિ વિગેરે શાસ્ત્રીય પ્રમાણોવાળી
પ્રસ્તાવના સહ, મોઢેરા ક્ષેત્રના જીર્ણોદ્ધારની અને આપણી
કુળદેવીની પુનઃ થયેલી પ્રતિષ્ઠાની સંપૂર્ણ હકીકતથી ભરપુર
રંગ બેરંગી દસથી પંદર સુંદર ચિત્રો સાથે
લગભગ આઠસો પૃષ્ઠ જેવડો મોટો
ગ્લેજ કાગળ પર છપાઇ તથા સોનેરી કાપડી
બાઇડીંગથી બંધાઇ પ્રકટ થશે.

કીંમત રૂ૦ ૭. પોષ્ટેજ જુદું.

અગાઉથી પૈસા મોકલી નામ નોંધાવનારને
પોષ્ટેજ સાથે માત્ર રૂ૦ સાડાપાંચ.
આવો અપૂર્વ લાભ વારંવાર મળવો મુશ્કેલ છે.
ઢીલ કરશે તે પસ્તાશે. આજે જ ગ્રાહક થવા લખો.

કાંદાવાડી } પ્રભાશંકર જયશંકર પાઠક.
મુંબઈ નં. ૪. } અધિપતિ-મોઢ માર્તણ્ડ.

## …ातिसेवा.

### શિખરિણી.

અરે ! આ સંસારે, સફળ તુજ ફેરો કદિ ચહે,
અરે ! જો કો કાળે, જનની શ્રમને તું મન લહે;
અરે ! જો ઇચ્છે તું, જીવ ! ઉદ્ધરવા કો દિ અહીંથી,
લઇ લેને લ્હાવો, સ્વજનહિતનો શુદ્ધ મનથી.–૧

નથી લક્ષ્મી સ્થાયી, મમત શિદને ફોકટ કરે ?
નહીં જો ખર્ચાઇ, કદિ જન હિતાર્થે તુજ કરે,
વહી જાશે કાળે, ચલિત સઘળું શું કહું કથી ?
લઇ લેને લ્હાવો, સ્વજનહિતનો શુદ્ધ મનથી.-૨

ચઢી મોટે હોદ્દે, અરર જીવડા ફોકટ ફુલે !
અમલ્દારી કેફે, ખચિત ખરૂં કર્તવ્યજ ભુલે;
ત્યજી દે એ ઘેલા ! સુખદપદનો ગર્વ ભ્રમથી,
લઈ લેને લ્હાવો, સ્વજનહિતનો શુદ્ધ મનથી.–૩

ન જા તું છલ્કાઈ, જનમ લઇને ઉંચજ કુળે,
નથી ઉચું નીચું, કુદરત વિષે તું કયમ ભુલે ?
ચહે જો મોટાઇ, કર પરહિતે કાર્ય જ મથી.
લઈ લેને લ્હાવો, સ્વજનહિતનો શુદ્ધ મનથી.–૪

થયું શું જો વિદ્યા, વિવિધ રીતની તું ભણી ચુક્યો ?
તને જો લોકોએ, નૃવર કહીને સુજ્ઞ ગણીયો !
સુધારી જ્ઞાતિનાં, લઘુ શિશુ જનો ખુબ શ્રમથી,
લઇ લેને લ્હાવો, સ્વજનહિતનો શુદ્ધ મનથી.–૫

મહા મોંઘો લ્હાવો, ખચિત મળીયો પૂર્વ બળથી,
નહીં શાને લેવો, સુખદ ભરીયો જેહ ફળથી ?
" સમર્પિ આયુઃને, તન મન ધનેથી પણ લઉં,"
ઘટે લેવું એવું ' પણ ' જ શપથેથી જન સહુ.–૬

પ્રભાશંકર જયશંકર પાઠક.